ભજનાવળી સંગ્રહ

॥ શ્રીઃ ॥

શ્રી વૈકુંઠનાથ ભગવાનની કૃપા છે.

# ભજનાવળી સંગ્રહ.

જેમાં સ્વર્ગની નીસરણી, સીતાજીના મહિના,
કેહ્લઇઓ, કાચબા કાચબીનું ભજન,
અને સુંદરીના મહીના.



શુદ્ધ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.
બાવા રામદાસજી ગુરૂ શ્રીગોકુલદાસજી.
( રણુહર પુસ્તકાલય ) ડાકોર.

આવૃત્તિ પહેલી ૪૦૦૦
શ્રી સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.
સંવત ૧૯૬૫ સને ૧૯૦૯.

કીંમત અરધો આનો.

શ્રી॥

# અથ સ્વર્ગની નીસરણી.

———:o:———

### શ્રી ગણેશાયનમઃ॥

ધન્ય ધન્યરે આજ ધારણુ ધરીયાં;
દયા કરીને આજ મંદીર આવોરે રામ. ૧
ધરમરાજા ધરમ પુરીમાં બેઠા.
વૈશ્નવની વારતા કરોરે રામ. ૨
પાપી પાખંડીને બાંધીને લાવો,
વૈશ્નવની રક્ષા કરજોરે રામ. ૩
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
મૃત્યુ લોકમાં આવ્યારે રામ. ૪
પાપી પાખંડીને કેમ ઓળખીયે,
વઇશ્નવજન કેમ ઓળખીયેરે રામ. ૫
સવારના પહોરમાં નહાવું ને ધોવું,
પુન્યને દાન કાંઇ કરવાંરે રામ. ૬
એ એંધાણીએ વઇશ્નવ જાણવા,
પાપી ચંડાળ બાંધી લાવોરે રામ. ૭
એમ કરીને ચાર જમડારે ચાલ્યા,
રાજાના હાડમાં પેઠારે રામ. ૮
પહેલોરે કહે છે હુતો તાવજ થઇશ,
રાજાના હાડમાં પેસુરે રામ. ૯
બીજો કહે છે હુંતો વઇદજ થઇશ,

રાજાની નાડીઓ જોઉરે રામ. ૯
ત્રીજો કહે હું તો જોશીરે થઇશ,
રાજાના જોશ જોઉંરે રામ. ૧૧
ચોથોરે કહેછે હું શેઠીઓ થઇશ,
બજારે હાટ કાઢી બેસુરે રામ. ૧૨

એમ કહીને ચાર જમડારે ચાલ્યા;
રાજાના હાડમાં પેઠારે રામ. ૧૩
રાજાની દાશી તો વઇદ પોકારે,
વઇદના વઇદ બોલાવેરે રામ. ૧૪
મંછારામ વઇદ તમે અહીંજ આવો;
રાજાની નાડીઓ જુઓરે રામ, ૧૫
તાવજ તરીયોને એકાંતરીયો,
ચોથીઓ જામર ન જાણ્યુંરે રામ. ૧૬

એમ કરીને એક પડીકી આપી,
ત્યાંહાંને ત્યાંહાં ઘડીતા થયારે રામ. ૧૭
સગાં વહાલાં સરવે ટોળે થઈ બેઠાં,
અંતરના સગા સોડમાં પેઠારે રામ, ૧૮
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો,
પલકમાં દેહજ પડીયોરે રામ. ૧૯

લીલુડા વાંસની પાલખી બંધાવો,
ઊચકનારા ચારેરે રામ. ૨૦
ચાર જણા એની ચોપાઇએ ચાલે,
પુરૂષે પાલખી લીધીરે રામ. ૨૧

ચકલા સુધી એને સરવે વળાવે,
વહાલાં વળાવી પાછાં વળીયાંરે રામ. ૨૨
પાછું વાળીને પ્રાણી સુરે જુઓછો,
ક્યાં ગયાં સગાં વહાલાંરે રામ, ૨૩

વહાલાં વળાવી તારાં પાછાંરે વળીયાં,
વહાલી તે વન કેરી કાઠીરે રામ. ૨૪
પહેલે પગથીયે પ્રાણી જેમ તેમ ચડીયા,
બીજે પગથીએ ભાલા દીઠારે રામ. ૨૫

આરે ભાલામાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતો થાશેરે રામ; ૨૬
ભાલા દેખીને પ્રાણી થરથર કંપ્યા,
ધ્રુશકે ધ્રુશકે રોવા બેઠારે રામ, ૨૭

ભલો જમડોરે જીવને ફરી ફરી પુછે.
શારે કરયાં પુન્યને દાનરે રામ. ૨૮
નથી કર્યાં પુન્ય મેં તો નથી કર્યાં દાન,
દયાનો મારગ ભુલી ગયોરે રામ. ૨૯
હુંરે શું જાણું આગળ વિપત પડશે,
જમડાતો માર ઘણો મારેરે રામ. ૩૦

લોઢાની ગેડીઓ વતી પ્રાણીને મારે,
બરકાને બુમો ત્યાં પાડેરે રામ. ૩૧
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા,
ત્રીજે પગથીએ ગોખરૂ દીઠારે રામ. ૩૨
આરે ગોખરૂમાં હવે કેમરે ચલાશે,

હવે તો શી ગતી થાશેરે રામ. ૩૩
જોરે જોડાના દાન કર્યાં હોત તો,
પ્રાણીને પાર ઊતારોરે રામ. ૩૪
જોરે જોડાનો અનુગ્રહ આલ્યો હોય તો,
કાઇનો ભાડે આણી આપુરે રામ. ૩૫
ફરી ફરી મને શુરે પુછોછો,
નથી કરયાં પુન્યને દાનરે રામ. ૩૬

ભલાતે જમડાને દયારે આવી,
જુનો જોડો એને આલ્યોરે રામ. ૩૭
જુદા જમડાની નજરે પડયો તો,
ધોલો મારી ખુંચી લીધોરે રામ. ૩૮

દેવના ચોર તારે કાંઇ હતા કહેને,
ઉતમ દેહીઓ તમને આલીરે રામ. ૩૯
ફરી ફરીને હવે મનખો નહીં આવે,
લક્ષ ચોરાશીમાં પડશોરે રામ. ૪૦

ત્રીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયાં,
ચોથે પગથીએ ભુખો લાગીરે રામ. ૪૧
આરે ભુખોમાં હવે કેમરે ચલાશે,
હવે તો શી ગતી થાશેરે રામ. ૪૨

ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા,
તેમાંથી શેર અંન આપોરે રામ. ૪૩
એકસોને બે વરસ સુધી કમાયો,
ઉખલે બરડ બળુ બળુંરે રામ. ૪૪

સક્ષાપતીરે ભાઇઓ હુએ કહેવાતો.
વાહાણો જેને ઘેર ચાલેરે રામ. ૪૫
તેમાંથી કાંઈ તારે હાથે આલ્યા હોતતો,
તે તારી સાથે આવતરે રામ. ૪૬
ચખુ ઝારીઓ તારી કોરેરે મેલશે,
ખોખરી દુહુણી સાથે આવેરે રામ. ૪૭
ચોથે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા,
પાંચમે પગથીએ રૂધીર દીઠારે રામ. ૪૮
આરે રૂધીરમાં હવે કેમરે ચલાશે.
હવેતો શી ગતો થાશેરે રામ. ૪૯
જોરે ગાયોન. દાન કર્યાં હોયતો,
તરી પાર ઉતારેરે રામ. ૫૦
નથી કરયાં પુન મેંતો નથી કરયાં દાન,
દયાનો મારગ ભુલી ગયોરે રામ. ૫૧
પાંચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયાં,
છઠે પગથીએ થંભ દીઠારે રામ. ૫૨
એરે થંભ પ્રાણીને બાથે બીડાએ,
અડધ બળ્યોને અડધ રહ્યોરે રામ. ૫૩
ભાઇરે વધમાન તારાં ઉભાંરે રાખ,
તે તો શાં કરયાં પુન્યને દાનરે રામ. ૫૪
ઉનાળે જેણે પરબો મંડાવી,
ચોમાસે આપ્યાં વિશ્રામઠામરે રામ. ૫૫
શીયાળે ડગલા ડોટીઓ આપી;

ભુખ્યાને ભોજન આપ્યાંરે રામ, ૫૬
બ્રાહ્મણ શ્રવણને મેં તો સીધાંરે આપ્યાં,
તેને પુન્યે વિમાન મળીયાંરે રામ. ૫૭
છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચડિયા,
સાતમે પગથીએ કુંડ દીઠારે શામ. ૫૮
ચોરે બેશીને જેણે ચાડીયો ખાધી,
જુઠી સાખ્યો ઘણી પુરીરે રામ. ૫૯
એરે પ્રાણીને પેલા કુંડમાં નાંખો,
એની તે શી ગતી થાશેરે રામ. ૬૦
કાનખજુરા એના કાનમાં પેસે,
હાડીયા આંખ્યો કોચેરે રામ. ૬૧
સ્વર્ગની નીશરણીનાં સાત પગથીયાં;
ગાય શીખેને જે કોઇ સુણેરે રામ. ૬૨
ભટ પ્રેમાનંદ એમજ કહેછે,
વઇકુંઠ તેનો વાસરે રામ. ૬૩

**ઇતિ સ્વર્ગની નિસરણી ભટ પ્રેમાનંદ કૃત સમાપ્ત.**

---

શ્રી.

# અથ સીતાજીના મહીના.

શ્રી ગણેશાએ નમઃ॥ શ્રી સારદાએ નમઃ ॥ શ્રી ગુરૂભ્યો નમઃ ॥

## અથ શ્રી સીતાજીના બાર મહીના લખ્યા છે.

સખી બેસતાં કારતક માસ કે, કંથ સિધાવિયા ॥ અતિ ટાઢ કરે ચમકાર, શિયાળો આવિયો ॥ સખી નાખી ગયો નીરાધાર. મને મુકી પરવર્યો ॥ વધીને થઈ વેરણ રાત, કે જાય ન જીવડો. ॥ માસ ॥ ૧ ॥

સખી માગશિરે મદ જાય, બાળાપણુ દોયલુ, જેના પીયુ ગયા પરદેશ, સુખ નહી સોયલું ॥ સખી સુની શુવાની સેજ, સુના ઘર ઓરડા ॥ જેના પીયુ ગયા પરદેશ, તેના દિન દોયલા ॥ માસ ॥ ૨.

સખી પોષ માસે પર ભુમિ, પોતાની સાંભરે ॥ સીતા ઝુરે એકલડાં આંય, ઉગ્યો દુઃખડા ભરે ॥ સખી કોઇ આવે કોઇ જાય, સંદેસો નાથનો ॥ હજી કાગળ ન આવ્યો કાંઇ, હરિના હાથનો ॥ ॥ માસ ॥ ૩ ॥

સખી આવ્યો હવે માહ માસ, સજ્જન મને સાંભરે ॥ એવો વાય હીમાળાનો વાય, દેહી મારી થરથરે ॥ સખી પોતાના દિલની વાત, કોહોની કને બોલીયે ॥ જીવ જોડાયો રામની સાથ, અવર શુ ન બોલીયે ॥ માસ ॥ ૪ ॥

સખી ફાગણે ફુલ્યા ફુલ કે, તરૂ તમામનાં, પણ પિયુજી વસે નહી પાસ, ફુલ શા કામનાં ॥ રૂડા ગાય વસંતના રાગ હોળી આવી ઢુકડી, જેને વાલા તણો વિજોગ, શાને ભાવે સુખડી. ॥ ૫ ॥

સખી પીપળે આવ્યા પાન, નાથ નવ આવીયા ॥ એ રીતે

ગયા પાંચ માસ, પીડાથી ગમાવીયા, સખી અંતરે મારૂં મન, ચિંતાતુર ચાલતું ॥ નાખ્યો ઝાંઝળ કટકો એક, સંકટ બહુ સાલતું ॥ માસ ॥ ૬ ॥

સખી વઇશાકે વિપરીત વાત, હિંમત મારી ના ટકે ॥ પાકી વનમાં શાખને દ્રાખ, સુડામાંહી સાટકે. ॥ સખી ઉનાળે લુ વાય, અગન અંગમાં ઝરે ॥ હોય નાથ વિછુટી નાર, ઝુરી ઝુરી તે મરે ॥ માસ ॥ ૭ ॥

સખી જેને સહચરની સાથ, સરોવર ઝીલતાં ॥ નિજ પીયું જતાં પરદેશ, રૂદય નથી ખીલતાં ॥ સખી નાથ વિના નાહી ધોઇ, અંબોડાશું વાળીએ ॥ વિના સ્વામી વપુ શણુગાર, સકળ હવે ટાળીયે ॥ માસ ॥ ૮ ॥

સખી આવીયો અષાઢ માસ, વૃષ્ટી જળ બહુ કરે ॥ બોલે બપૈયા પેઉપેઉ બોલ, અજંપો અતી કરે ॥ સખી ઘોર અંધારી રાત, ઝમકતી દામની ॥ સુનાં ધણી વગરનાં ઘર, સેજે શા કામની ॥ માસ ॥૯॥

સખી ભરીયાં સરોવર નીર, શ્રાવણ વરસે સરવડે ॥ મારા ભીંજાય નવરંગ ચીર, આંખેથી આંસુ પડે ॥ સખી પોતાના પેઉશુ પ્રીત, કરી તે પાળીયે ॥ બીજા નીચ જનોથી નેહ, તુરત તેહ ટાળિએ ॥ માસ ॥ ૧૦ ॥

સખી ભાદરવો ભરથાર, ઉરે અભિલાખીયે ॥ પાક્યાં અન્ન વીવીધ નથી નાથ, કહો કેમ ચાખીયે ॥ સખી દુખના દહાડા દશ વીશ, આઘેરા ઠેલીયે ॥ એવી લાંઘણુ પડજો લાખ, માયા નવ મેલીયે ॥ માસ ॥ ૧૧ ॥

સખી સાંભળ્યું આસો માસે, પથ્થર રામે તારીયા ॥ બાંધી સાગર ઉપર પાજ, વાંદરને ઉતારીઆ ॥ રોળી નાખીઓ રાવણ રાય, સીતા ઘેર લાવિઆ, ॥ અતિ વરત્યો જય જયકાર, અયોધ્યામાં આ-

વિયા ॥ આવ્યા ભરત શત્રુઘન ભાઈ, ભેટયા સહુ ભાઈને ॥ રામ છબીલો હરિનોદાસ; સંભળાવે ગાઈને ॥ નર નારી શીખે સુણે ગાય, તેને સુખ સહુ મળે ॥ ભાગે ભવની ભાવટ સરવ, સુકૃત શોહેજે ફળે ॥ ૨૩ ॥ ગાઈને બારે માસ, બોલો જસ રામના ॥ પોતે શ્રી હરી સમરથ, પુરે મન કામના. ॥ મારી ॥ ૧૨ ॥

ઇતિ શ્રી સીતાજીના બાર મહિના સમાપ્ત.

---

## અથ શ્રી કેલઇઓ પ્રારંભ.

---

શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી શારદાએ નમઃ ॥

શેઠ સગાળશા સાધુને સેવે, વાણીયો પાળે વરત,
ન મળ્યા સાધુને રહ્યા અપવાશી, તારવા આવ્યા તરત;
કૃષ્ણજી કુડીયા થઇનેરે, વેશ અતીતનો લઇનેરે, ૧
ચંગાવતીએ ચરણામ્રત લીધાં, નવરાવીને નાથ;
પલંગ ઉપર પધરાવીને, સ્વામી કીધા સનાથ.
ખાંતે ભોજન ખીરનાં કીધાંરે; પીરશાને આગળ દીધાં; ૨
ખીર રોટલી અમે જમતા નથી, નથી અન્નનો અહાર.
માઝન લોક અમે માંસના અહારી, એમ બોલ્યા કીરતાર;
બાળો વચન બોલ્યા આધુરે, સમજીને લેજો સાધુ. ૩
કસાઇ વાડે જઇ કરીને, છુપાવી લાવ્યા માંસ;
ચંગાવતીએ રસોઇઓ સુધારી, પીરશીઓ પરસાદ,
વાયુ ઢોળે નરને નારીરે; જમો તમે દેવ મોરારીરે. ૪

અમેરે માટી માણુસની જમીએ, પર માટીએ ન મ્યાર,
અઘોર પંથમાં રહેવું અમારે, ખેલ ખાંડાની ધાર;
વાણિયા વર્તેજ ફળશેરે, આવી અવીનાશી મળશે, ૫
માગ્યું વેચાથી માણુસ ન મળે, હઇએથી નહિ હાર,
માત પિતાએ પરિયાણુ કીધા, કેલઇઓ સંહાર,
વાતો તો રહેશે વિશેકેરે, કેલઈઓ લાલને લેખે. ૬

ભણુતો ગણુતો ભાગ્ય કેલઇયા, માન હમારી પ્રતીત;
માત પિતા તારાં મારવા બેઠાં, આંગણે આવ્યો અતીત,
ધુતારો ધુતીને જાશેરે, પછી પસ્તાવો થાશેરે; ૭
એશું બોલ્યા ગુરૂજી અમારાં, માવીતર છોડયાં કેમ જાય,
નવ માસ જેણે ઓદર રાખ્યો, ગુણ ઓશિગણી થાય;

ભક્તિ મારી શીરને સાટેરે, શું થાસે મસ્તક માટે. ૮
હું માગું તો ભોમી લાજે, ભોરીંગ ના ઝીલે ભાર;
મેરૂ સરીખા ડોલવા લાગે, આકાશરે આધાર,
મેહેરામણ માઝા મુકેરે, કેલઇયો સત્ય ન ચુકેરે. ૯
રજારે લઇને ત્યાંથી કેલઇઓ, આવ્યો પોતાને અવાસ,
માતા મુખનાં મીઠડાં લીધાં, નાખીને નિસવાસ;

આવતો ઉરમાં લીધોરે, મારવાને પરીયાણ કીધો. ૧૦
એશું બોલ્યા માતાજી અમારા, નાંખી નિસાસો આજ,
સફળ મનખો કેલૈઆનો, માંસ જમે મહારાજ;
ધન્ય ધન્ય આજનો દહાડોરે, જુગતે જીવણુને જમાડો. ૧૧
માત પિતાએ બેએ મળીને, છેદયું કેલૈયાનું શીશ,
અણુઘટતિ તો એણે કીધી, જમાડવા જુગદીશ;

[illegible] ત્યાગ્યો શરીરે, પ્રભુ હવે પારણું કરો. ૧૨
નાથ કહે મારી નજરે લાવો, પુત્ર તમારો છે જેહ,
પુસ્તકની તમને માયા લાગી છે, એમ અવિનાશી કહે;
તમે છો નરને નારીરે, જુવો મન વાત વીચારી. ૧૩
ખાંડણાં ખાંડો મુખથી હસો, કોરો પાલવ પેર,
આંખમાં તમે આંજણાં આંજો, મનમાં ન આણો મેહેર;
તમે છો સાચાં સતિરે, એમ બોલ્યા જુના જતિ. ૧૪
પુસ્તક લઈ ખાંડણીયામાં ખાંડે, પિતાને વળી માય,
આંખ્યોમાં એમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય;
ભોજનીયાં તો ભાવશું કીધાંરે, પીરશીને આગળ દીધાં. ૧૫
સત્યવાદી તમે સાચાં સતી, સત અમારે છે એહ,
વાંઝીયાનું અમે જમતા નથી, એમ અવિનાશી કેહ;
તમે છો નરને નારીરે, જુઓ મન વાત વિચારી. ૧૬
સગાળશાને મનમાં ચોરી, બીજુ ન મળે બાળ,
ભગવાન અહીથી ભુખ્યા જાયતો, નીસ્ચે ખુટયો કાળ;
બંદગીઓ સંતની કરીએરે, નિકર વણ માર્યા મરીએ. ૧૭
સગાળશા કહે પુરવજનમનાં, પ્રગટયાં અમારાં પાપ,
ગુરૂ દુભાયે ગોતરી માર્યા, મારેલા માને બાપ;
ડુંગરીએ દવ લગાડયોરે, તે તો મારો ખેલ બગાડયો. ૧૮
ચંગાવતી કહે પાંચ મહીનાનું, મારે છે આધાન,
ભલે આવ્યા સ્વામી ભાવ અમારે, તમ સરીખુ કામ;
ધણી મેં તો તમને ધાર્યારે, તમે મારા ખેલ સુધાર્યા. ૧૯
ચંગાવતીએ છરી લીધી, પાળી માંડી પેટ માંય,

અચાનક નાઠા ઉઠીને, બહુ નામીએ ઝાલી બાંય;
સાચી છે ટેક તમારીરે, મ:ગો કહે દેવ મોરારી. ૨૦
કેલઇયાને સજીવન કીધો, બેઠો રમે છે બહાર,
સહાય ચરણે રાખો તમારે, દયા કરીને દયાળ;
પછી સતી બોલ્યાં વિચારીરે, સુંદર દેજ્યો ભક્તિ તમારી. ૨૧
ભણતો ગણતો આવ્યો કેલઇયો, લાગ્યો હરીને પાય,
માતાએ મોતીડે વધાવ્યો, હઇડે હરખ ન માય;
દાતારે તો દરશન દીધાંરે, લાહાવો લાખેણો લીધો. ૨૨
શગાળશા શેઠ ચંગાવતીએ, એવું ધરાવેલ નેમ,
ભાણ પરતાપે ભણે રતનદાસ, તેને તરછોડીયે કેમ;
મોહનજી મળવા માટેરે, જાવું વૈકુંઠની વાટે. ૨૩

ઇતિ શ્રી કેલઇયો સંપૂર્ણ.

---

# કાચબા કાચબીનું ભજન.

---

કાચબો અને કાચબી, એતો હતાં હરીનાં દાસ,
દરશન કારણ બારણે આવ્યાં, રાખિને વીશવાસ;
આવતાં નજરે ભાળીયાં, ઝાલીને બાંધીને મારિયાં,
કુળ કુળમાં તું કાચબી કૂડી, રામૈયાની રીત છે રૂડી. ૧
કાચબો કહે છે કાચબીને ભૂંડી, તું ધારણ રાખે ધીર,

આપંણને ઉગારશી વાલો, જુગતેથી જાદવ વીર;
ચીંતા મેલી ચરણે આવો, મરવા તુને નહી દે માવો. ૨
વારે વારે તુને વારતી, મારૂં કંથ ન માન્યું કેણ;
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં શું ઢાળો નેણ;
પ્રભુ તારો નાવીયો પ્રાણી, માથે આવી મોત નીશાની, ૩

અબળાને ઇતબાર ન આવે, કરે કોટી ઉપાય.
કીધું ન માંને કોઇનું એતો, ગાયું પોતાનું ગાય,
એવી વીશવાશની વાણી, પ્રથમ પહેલી મત છે પ્રાણી. ૪

કાચબી કહે કયાં ગયો, તારો રાખણ હારો રામ,
પ્રાંણ ગયા પછી પહોચશે, પછી શું કરશે તારો રામ.
મુવા ટાણે મતી મુઝાણી, ફુટયા પછી ઝાલવુ શું તાણી. ૫

ત્રિકમજી તરણ લોકમાં, મારે તમારો વીસવાસ.
અટક પડે ત્યારે આંવજો, મારા આતમના ઓધાર.
છોગાળાજી વાત છે છેલી, થાજો બળતાના બેલી. ૬
ત્યારે કાચબો કહે કોણ ઉગારે, તારો જાતો રહ્યો જુગદીશ;
ચાર દીવસથી સળગાવીવા, લઇરે ઓરયાં વીચોવીચ,
આમાંથી જો ઉગરીએ, પાણી બહાર પગ ન ભરીએ; ૭

બળતો હોય તો બેશ મારી, પીઠ ઉપર રાખું પ્રાણ;
નીંદા કરે મારા નાથની, એતો મારે છે મુજને બાણ,
વાલો મારો આવશે વારૂ, આપણને ઉગારવા સારૂ. ૮
કાચબી કહે કીરતાર ન આવ્યો, અને આપણો આવ્યો અંત;
હરી નથી કોના હાથમાં, તમે તે શું બાંધ્યો તંત,
જેનો વીશવાસ છે તારે, તેનો ઇતબાર નહી મારે, ૯

પીઠલજી મારી વારે ચઢજો, શામળા કરજો સાર;
સાજ લોપાશે લોકમાં, પછી બીજી કોની વહાર;
હરી મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીત જાશે. ૧૦
ત્યારે કેશવજીએ કરૂણા કીધી, મોકલ્યો મેઘ મલ્હાર;
આધનમાંથી ઉગારીયાં, બોલ્યા કાચબાને કીરતાર,
ભોજલ કહે ભરૂસો જેને, ત્રિકમજી તારશે તેને. ૧૧

સંપૂર્ણ.

---

# સુંદરીના મહીના.

આવ્યો કારતકનેરે ટાઢડી ચમકી, ને પેઉડે માંઝ્યાં પરીયાણ; હઈડામાં હાલકલોલ વ્યાપીને વાલમીએ પુરેલ વાણ. વાલમીએ પુર્યા વાણ તે વાણી, ઝરે નેણ ને નીસરે પાણી, એમ સેજ સંભાળી સુંદરી સુતી, આવ્યો કારતકને ટાઢડી ચમકી. એ પેઉડે માંઝ્યાં પરિયાણ.

નતરે અંગુઠી અંગડામાં થાય ને માગસર મહીનાસાય નાથરે વિનાની કામની સુતીને મીઠડા ભોળાં અંન તે ન ભાવે, નાવલીયા વિના નીંદ્રા ન આવે, એમ કરતાં કરતાં રેણી જાય; નતરે અંગીઠી અંગડામાં થાય, માગસર મહીનામાંય.

પોસ મહીનાની પ્રીત છે દોયલી ને રહે ન શીઆલાની રાત; કંથ વીનાની કામની નારીને જુઠડાં જોબન જાય, જુઠડાં જોબન જાય તે જહાંનાં સાંજ પડે ને પીઊ પીઊ કરતાં એમ પીઊડો ગયો છે માયા મેલી, પોસ મહીનાની પ્રીત દોયલી.

મહા મહીનામાં મનાવિ નાયને, સોળે સજે શણગાર; કાળી કડલાને વીંછવા વાગે, ને ઝાંઝરનો ઝમકારઃ ઝાંઝરનો ઝમકાર તે કહીએ, અંધારી રાતને એકલી છીએ; એમ સરવે સુંદરી મળી સરોવર જાય, મહા મહીને વરત માનવી નાય.

રૂડીરે રતો વસંતની આવે, ને ફુલ્યો ફાગણુ માસ; હોળી બળેને હઈડામાં હાઝેને નારી મેલે નીસાસ તે નારી મેલે નીસાસ તે નારી ગયો હંસને હું રહીશું હારી એમ સરવે સુંદરી મળી સંદેસો કાવે રૂડી રતો વસંતની આવે. ફુલ્યો ફાગણુ માસ.

સતચાળા ચૈતરના કહિએ, ને વનરે પલટીઆ વેસ; આવ્યા આંબાને કોયલ ટહુકે, તોય પીઉ પરદેશ. તોય પીઉ પરદેશ, તે કહીએ ના ગણુગારો નાવસે કહીએ અને પાંખો હોય તો ઉડીને જઇએ, સતચાળા ચઈતરના કહીએ.

વઈશાક મહીનામાં વાદળા હાલેને અંગડે ઉલટ ન માય, સાખ ગલેને સુંદરી જુવે જોબનનાં દન જાય; જોબનના દન જાય ને જાણુતાં રવી આથમેને પીઊ પીઊ કરતાં સેજે સુતા સાજણા સાથે, વઈશાખ મહીને વાદળાં હાલે.

આવ્યા આંબાને જેઠ જણાણોરે વચમાં પાક્યાંરે વન, કોયલ બપઈયા પીઉ પીઉ કરેને સૌ નામ લેરે સંજણ, તે અરે ઓતરની વાળી દખણુમાં પાણી ભરે, એમ વાયા વાને મે તો જણાણો આવ્યા આંબાને જેઠ તો જણાણો.

અસાડ ધડુકી ઉલટી આવ્યાને વીજળી કરે ચમકાર, કોયલ બપઈયા પાઊ પીઊ કરેને મોરલાં કરે મલાર, મોરલા કરે મલાર તે

કહીએ અંધારી રાતને એકલા છીએ; હજુએ નાથનો સંદેશો ન આવ્યો, અસાડ ધડુકી ઊલટી.

શ્રાવણ મહીને સુંદરી રૂવે, નયણે ખળકે નીર; ટપક ટપક મેઘલા વરસે, ને ભીજાય નવરંગ ચીર, ભીજાય નવરંગ ચીર તે મારા નાથ ગયાને અમને કરયા નકારા, એમ ઉંચી ચડીને વાટડી જુવે, શ્રાવણ મહીને સુંદરી રૂવે.

ભાદરવે મહિને અન્ન ન ભાવે એ સુખ નહીરે શરીર, ઉંચીરે ચડું નીચી ઊતરૂં, જોઉં પીયુની વાટ, તેઓ વારૂ જોશાડો આવેને જોશ જોવરાવું, કહો જોશી પીઉ કદી ઘરે આવે, ભાદરવે.

આશો મહીને હરી નવ આવ્યા ને ગરબા ગાવા કેમ જાઉં શેવ સુંવાળી લાફસી રાંધુને વાલા વિના નવ ખાઉં; વાલા વિના નવ ખાઉં તે ખાઉં શરીર શોભાવું લાગે નહી સારૂ જો ઘેર હોય પીઉ તો લાગે પ્યારા આસો મહિને હરિ નવ આવ્યા.

અદક માસે હરિ ઘેર પધારયા, સુખ થયું શરીર, સરવ સખીયું ભેળી મળીને નવલી બની સઉ નાર, તે નારી મેતા દામાજીએ વાત ભણી સારી નાથ આવ્યા તે સઉ કામ સધાર્યા અધિક મહિને હરી ઘેર પધાર્યાં.

સમાપ્ત.

---

# રણુહર પુસ્તકાલયમાં મળતાં પુસ્તકોનું સૂચીપ

**શ્રી ડાકોર માહાત્મ્ય**—મૂળ શ્લોક અને શુદ્ધ વ્રજભાષા
સવીસ્તારથી પંચકોશી સપ્તકોશીની જાત્રાનાં તીર્થોનો મહીમા તથા એ
ણુજીના પૂર્વ જન્મની કથા બાળબોધ અક્ષરમાં છુટાં પાનાં...
**લેવાપુરાણ**—પદબંધ, લેવા પાટીદારોની ઉત્પત્તી કયા રૂપિથી તે ર
સ્તારથી કાગળ ઉંચા ચીકણા... ... ... ... .

**નારીદેહતત્વ વૈદક**—તે સ્ત્રીએ કેવી રીતે બાળક ઉત્પન થતા
વરતવું તથા સ્ત્રીના પુરૂષે કેવી રીતે વર્તવું અને શો શો પ્રબંધ રાખ
ગર્ભને કેવી રીતે સાચવવો તથા પ્રસવ વખતે શો બંદોબસ્ત રાખવો
સવીસ્તાર વરણનથી ઊંચા કાગળ અને સારા અક્ષર તમામ **સદગ્રુ-**

**સ્થોની સ્ત્રી પુરૂષે** સંગ્રહ કરી વાંચવા લાયક ... ... ૧
**ગરૂડપુરાણ**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા, છુટાં પાનાં બાળ-
બોધ અક્ષરમાં મુંબઈની છાપ ઊંચા કાગળ... ... ...૦ાાા

**સત્યનારાયણ પુજા કથા**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા
છુટાં પાનાં બાળબોધ અક્ષરમાં ઊંચા કાગળની મુંબઈ છાપ ... ૦)॥

**વિષ્ણુ સહસ્રનામ**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા ... ૦)ાા

ઉપર લખેલાં તથા બીજાં મુંબઈ અમદાવાદનાં છાપેલાં સંસ્કૃત હિંદુસ્તાની ગુજરાતી પુસ્તકો યોગ્ય કીમતે નીચે લખેલે ઠેકાણેથી મળશે જોઇએ તેઓએ પત્ર લખી વેલ્યુપેબલ પારસલથી મંગાવી લેવાં

**વૈષ્ણવ રામદાસજી ગુરૂશ્રી ગોકુળદાસજી,**

**( રણુહર પુસ્તકાલય ) ડાકોર.**